શ્રી વીતરાગાય નમઃ

# સામાયિક ભાષા પાઠ.

( ગુજરાતી અર્થ અને મિચ્છામિ દુક્કડં સહિત. )

અનુવાદકઃ—

પં. નંદનલાલ જૈન ચાવલી નિવાસી.

પ્રકાશકઃ—

શેઠ કપુરચંદભાઇ ગલજી

મુ. જવાસ ( જી. ઉદેપુર, મેવાડ. )

જવાસ નિવાસી શા. દાઢમચંદ ટેકચંદ તથા વિદ્યોત્તેજક
પરોપકારી શેઠ ફતેચંદભાઇ તારાચંદ મહામંત્રી તરફથી
ખડકના દિગંબર જૈનોને વિના મૂલ્યે ભેટ.

આવૃત્તિ ૪ થી ] વીર સં. ૨૪૫૬. [ પ્રતિ ૧૦૦૦

"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસ-સુરતમાં મુળચંદ
કસનદાસ કાપડિયાએ છાપ્યું.

॥ श्रीवीतरागाय नमः ॥

पंडितप्रवर श्रीमहाचंद्रजी कृत—

# सामायिक भाषा पाठ.

प्रथम प्रतिक्रमण कर्म.

काल अनंत भ्रम्यो जगमें सहिये दुख भारी ।
जन्म मरण नित किये पापको व्है अधिकारी ॥
कोडि भवांतरमांहि मिलन दुर्लभ सामायिक ।
धन्य आज मैं भयो योग मिलियो सुखदायक ॥१॥

અર્થ—અનંત કાળ સંસારમાં ભ્રમણ કરી ઘણાં મોટાં દુઃખો સહન કર્યાં, સદૈવ વારંવાર જન્મ ધર્યો, મરણ પામ્યો, અને ઘણાં મોટાં પાપો ઉત્પન્ન કર્યા તેમજ કરોડો ભવમાં મહા ઉત્તમ ન મળી શકે તેવું સામાયિક મળ્યું, તેથી આજે હું ભાગ્યવાન થયો કે મને આવો સુખદાયક અવસર આવ્યો ૧.

हे सर्वज्ञ ! जिनेश ! किये जे पाप जु मैं अब ।
ते सब मन वच काय योगकी गुप्ति विना लभ ॥
आप समीप हजूर माँहि मैं खडो खडो सब ।
दोष कहुं सो सुनो करो नठ दुःख देहिं जब ॥२॥

અર્થ—હે પરમપૂજ્ય સર્વજ્ઞ દેવ! (ત્રિલોકના સમસ્ત પદાર્થ જાણવાવાળા) ગણધરાદિક-વન્દનીય જિનેન્દ્ર તિર્થંકર ભગવાન! મેં જે પાપો ઉત્પન્ન કર્યાં છે, તે સંપૂર્ણ પાપો, મન, વચન અને કાયા (દેહને) કબજે રાખ્યા વગર કર્યાં છે, તેથી હું આપની સામે ઉભો થઇને બે હાથ જોડીને મારા દોષોની આલોચના કરૂં છું, તે આપ દયાનિધિ ગુણ-સાગર સાંભળો. અને તે પાપોને દૂર કરો, કારણકે તે બહુ દુઃખ દે છે! ૨.

क्रोध मान मद लोभ मोह मायावशि प्राणी ।
दुःखसहित जे किये दया तिनकी नहि आणी ॥
विना प्रयोजन एक दोय त्रय चउ पंच इन्द्रिय ।
आप प्रसादहि मिटैं दोष जो लग्यो मोहि जिय ॥३॥

અર્થ—ક્રોધ કર્યો, માન કર્યું, મદ (અહંકાર) કર્યો, લોભ કર્યો, મોહને વશ થયો, માયાને વશ થયો, જીવોને દુઃખ થાય તેવી રીતે વર્ત્યો; અને જીવોની ઉપર જરાએ પણ દયા કરી નહિ તથા ઉપયોગ વિના એકેન્દ્રિય-બેઇન્દ્રિય-ત્રેઇન્દ્રિય-ચારેન્દ્રિય-પાંચઇન્દ્રિય જાતિના જીવોની વિરા-

ધનાથી જે દોષો મારા ઉપર લાગ્યા છે, તે આપના પ્રસાદથી જલદીથી મટી જશે. ૩.

आपसमें इकठौर थापि करि जे दुःख दीने ।
पेली दिये पगतले दाबिकरि प्राण हरिने ॥
आप जगतके जीव जिते तिन सबके नायक ।
अरज करूं मैं सुनों दोष मेटो दुःखदायक ॥४॥

અર્થ—ભેગા થઈને આપસઆપસમાં (અરસપરસ) જે દુઃખો દીધાં છે અને પગની નીચે દાબીને જીવોના પ્રાણ લીધા છે, તો આપ આ દુનિયાના સર્વ જીવોના સ્વામી ત્રણ-લોકના નાથ છો, એથી આપ શ્રીમાન્ પ્રભુજીની સામે અરજ કરૂં છું, તો આપ એવાં દુઃખ દેવાવાળાં પાપોને દૂર કરશો. ૪.

अंजन आदिक चोर महाघनघोर पापमय ।
तिनके जे अपराध भये ते क्षमा क्षमा किय ॥
मेरे जे अब दोष भये ते क्षमो दयानिधि ।
यह पडिकोणो कियो आदि षट्कर्ममांहि विधि ॥५॥

અર્થ—હે જિનેશ્વર ભગવાન્ ! અંજનચોર જેવા અધમ અને કહી ન શકાય તેવા ઘોર પાપીના જે પાપમય અપરાધ તે આપ શ્રીમાને ક્ષમાવી દીધા, તો હવે મારાં જે પાપો થયાં છે, તે દયાના ભંડાર પ્રભુ ! આપ ક્ષમા કરો. આ પ્રમાણે શ્રાવકના આવશ્યક ષટ્કર્મમાં આ પ્રથમ પ્રતિક્રમણ કર્યું. ૫.

ઇતિ પ્રથમ પ્રતિક્રમણ કર્મ.

## द्वितीय प्रत्याख्यान कर्म.

जो प्रमादवशि होय विराधे जीव घनेरे ।
तिनको जो अपराध भयो मेरे अघ ढेरे ॥
सो सब जूठो होउ जगतपतिके परसादे ।
जा प्रसादतै मिलै सर्व सुख दुःख न लाधे ॥६॥

અર્થ—[1] પ્રમાદને વશ થઈને જે ઘણા જીવોને માર્યા તેનાથી જે અપરાધ થયો અને મારા ઉપર પાપ લાગ્યાં, તે બધાં પાપો આપ ત્રિલોકનાથના પ્રસાદથી દૂર થાઓ, સર્વે સુખ મળો અને દુઃખ કદિ પણ ન થાઓ. ૬.

मैं पापी निर्लज्ज दया करि हीन महाशठ ।
किये पाप अघ ढेर पापमति होय चित्त दुठ ॥
निन्दुं हुं मैं बार बार निज जियको गरहुं ।
सबविधि धर्म उपाय पाय फिर पापहि करहुं ॥७॥

અર્થ—હું પાપી લજ્જા વગરનો છું, વળી દયા વગરનો લુચ્ચો માણસ છું, મેં ઘણાં મોટાં પાપોના ઢગલા કર્યા. વળી પાપબુદ્ધિથી ચિત્તમાં સાવધાન થતો નથી.

---

[1] સ્ત્રીકથા, રાષ્ટ્રકથા, ભોજનકથા, રાજકથા, ક્રોધ, માન, માયા, લોભ, એકેન્દ્રિયવિષય, દ્વીન્દ્રિયવિષય, ત્રીન્દ્રિયવિષય, ચતુરિન્દ્રિયવિષય, પંચેન્દ્રિયવિષય, નિદ્રા સ્નેહ.

હું મારા પાપોને ઘડી ઘડીમાં નિંદું [1] છું અને મારા આત્માને પણ નિંદું છું, છતાં સર્વે પ્રકારે ધર્મને જાણીને ફરીથી પાપજ કરૂં [2] છું. ૭.

दुर्लभ है नरजन्म तथा श्रावककुल भारी ।
सत्‌संगति संयोग धर्म्म जिन श्रद्धा धारी ॥
जिनवचनामृत धार समावर्तें जिनवाणी ।
तोहू जीव संघारे धिक् धिक् धिक् हम जाणी ॥८॥

અર્થ—અનેક યોનિસંપન્ન આ સંસારમાં મનુષ્ય (માણસ) ભવ પામવો અતિ દુર્લભ છે, માણસ શરીરમાં શ્રાવક કુલ મળવું અતિ દુર્લભ છે, તેમાં સારી સંગતિ, સારૂં ઉત્તમકુળ સૌથી દુર્લભ છે, અને જૈનધર્મની શ્રદ્ધા રાખવી એ સર્વોત્કૃષ્ટ અનુપમ રત્નમાફક દુર્લભ છે, જૈનધર્મ જ્ઞાતા તથા ધાર્મિક થઈને સરસ્વતી (જિનવાણી) ને જાણવી ઘણી દુર્લભ છે, તોપણ જીવનો ઘાત કરૂં છું, તેથી મને ધિક્કાર છે ! ; ૮.

इन्द्रियलंपट होय खोय निज ज्ञान जमा सब ।
अज्ञानी जिम करै तिसीविधि हिंसक व्है अब ॥
गमनागमन करंतो जीव विराधे भोले ।
ते सब दोष किये निन्दुं अब मन वच तोले ॥९॥

---

૧. મારાં કરેલાં કર્મોની આલોચના કરૂં છું ૨. ધર્મને હિતકારક જાણીને પાપ કરૂં છું તો કર્મનો ઉદય બળવાન છે.

અર્થ—પાંચ ઇન્દ્રિયોને વશ થઈને મારૂં અમૂલ્ય જ્ઞાન ખોયું, અજ્ઞાની પુરૂષની માફક હિંસકવિધિ કરી આગમન, ગમન, ચાલવા કરવામાં દીન પ્રાણીયોનો ઘાત કર્યો તે બધા દોષોની હું મન વચનથી નિન્દા કરૂં છું.

ભાવાર્થ—સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેંન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, શ્રોત્રેન્દ્રિયને વશ થઈ મારૂં જ્ઞાન ખોયું અને અજ્ઞાની પુરૂષની માફક હિંસા કરી, અને અનંત જીવોની વિરાધના કરી, તે મન વચન કાયથી આલોચના કરૂં છું અને તેથી હું ભય પામ્યો છું. ૯.

आलोचनविधि थकी दोष लागे जु घनेरे ।
ते सब दोष विनाश होउ तुमैंतं जिन मेरे ॥
बारबार इस भांति मोह मद दोष कुटीलता ।
ईर्षादिक ते भये निन्दिये जे भयभीता ॥१०॥

અર્થ—લાગેલા દોષનું વર્ણન કરવાથી જે પાપો થયેલાં છે તે પાપો આપ શ્રીમાન્ જિનરાજના પ્રસાદથી નાશ થાઓ. ઘડી ઘડી (વખતોવખત) મોહ, મદ, અહંકાર, વંચકતા, ઠગાઇ, ઈર્ષા વગેરેથી ઘણા ભયંકર ત્રાસદાયક દોષો થયા છે, તેની હું ભયથી નિન્દા કરૂં છું. ૧૦.

ઇતિ દ્વિતીય પ્રત્યાખ્યાન કર્મ.



॥

### तृतीय सामायिक कर्म.

सब जीवनमें मेरे समताभाव जग्यो है ।
सब जिय मोसम समता राखो भाव लग्यो है ॥
आर्त रौद्र द्वय ध्यान छांडि करिहुं सामायिक ।
संयम मो कब शुद्ध होय यह भाव बधायक ॥११॥

અર્થ—હવે મને શાન્તિભાવ ઉત્પન્ન થયો છે, તેથી હું સર્વ જીવો ઉપર સમતાભાવ રાખું છું. આર્ત, રૌદ્ર એ ધ્યાનને છોડીને સામાયિક કરૂં છું. અને ઉત્તમ ભાવના તથા ઉત્પાદક સંયમ શુદ્ધ ક્યારે થાય એવી ભાવના ભાવું છું. આર્ત રૌદ્ર ધ્યાન ત્યાગ કરીને શુભ સંયમમાં દૃઢ ચિત્ત થઈને સર્વે જીવો ઉપર સમતા ભાવ રાખવો, તે સામાયિક છે. કષાયાદિ અશુભ પરિણામ ત્યાગ કરીને શુભ આત્મ-પરિણામમાં લવલીન થવું એ સામાયિક છે. ૧૧.

पृथिवी जल अरु अग्नि वायु चउकाय वनस्पति ।
पंचहि थावरमांहि तथा त्रस जीव बसैं जित ॥
बेइन्द्रिय तिय चउ पंचेंद्रियमांहिं जीव सब ।
तिनसे क्षमा कराउं मुझपर क्षमा[1] करो अब ॥१२॥

અર્થ—પૃથિવીકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, એવા પાંચ સ્થાવર જીવોથી; તથા બેઈન્દ્રિય,

---

१ खम्मामि सव्वजीवाणं सव्वे जीवा खमंतु मे ॥
मित्ती मे सव्वभूदेसु वैरं मज्झं ण केण वि ॥ १ ॥

ત્રણઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય, પાંચ ઇન્દ્રિય, એવા સ્થાવર તથા ત્રસજીવોથી ક્ષમા કરાઉં છું અને તે જીવો મારા ઉપર ક્ષમા કરો. ૧૨.

**इस अवसरमें मेरे सब सम कंचन अरु तृण ।**

**महल मसान समान शत्रु अरु मित्रहि सम गण ॥**

**जामन मरण समान जाणी हम समता कीनी ।**

**सामायिकका काल जितै यह भाव नवीनी ॥१३॥**

અર્થ—આ વખતમાં મારે સર્વ ચીજો, ઉત્તમ બંગલા, સ્મશાન, હિતકારી મિત્ર, શત્રુ, જન્મ, મરણ વગેરે તૃણ (ઘાસ)ની માફક છે; તથા સોનું, ચાંદી પણ ઘાસની સમાન છે. આ માટે સર્વે ચીજો ઉપર ઉદાસીન પરિણામથી બધું સરખું છે. જ્યાં સુધી આ પવિત્ર દુર્લભ સામાયિક પુરૂં નહિ થાય; ત્યાં સુધી સમતા ધારણ કરૂં છું. ભાવાર્થ—બાહ્ય પદાર્થોથી રાગદ્વેષ છોડીને આત્મામાં લવલીન થાઉં છું, મારા આત્માનું ચિંતવન કરૂં છું. ૧૩.

**मेरो है इक आतम तामें ममत जु कीनो ।**

**औरं सबै मम भिन्न जानि समता रस भीनो ॥**

**मात पिता सुत बंधु मित्र तिय आदि सबै यह ।**

**मोते न्यारे जानि यथारथ रूप कर्यो गह ॥१४॥**

અર્થ—હું આત્મામાં લવલીન થઈને મમતા અને મોહ મમત્વ પરિણામ તજું છું તેમજ એથી બાકીના મારાથી ભિન્ન

સોનું, રૂપું, માતા, પિતા, પુત્ર, પરિવાર, ભાઇ, મિત્ર, શત્રુ આદિ સર્વ ચીજો ઉપર સમતાભાવ રાખીને આ યથાર્થ રૂપ પવિત્ર જાણીને હું મારા આત્મામાં લવલીન થાઉં છું. ૧૪.

मैं अनादि जगजालमांहि फसि रूप न जाण्यो ।
एकेंद्रिय दे आदि जन्तुको प्राण हराण्यो ॥
ते सब जीव समूह सुनो मेरी यह अरजी ।
भवभवको अपराध क्षमा कीज्यो करि मरजी ॥१५॥

અર્થ—મેં અનાદિ અનન્તકાળથી સંસારરૂપી જાળમાં ફસીને મારૂં પોતાનું સ્વરૂપ ન ઓળખ્યું અને એકેન્દ્રિય, બેઈન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય જીવોના દશ પ્રાણોનો નાશ કર્યો, તે બધા જીવો મારી આ નમ્ર વિનંતિ સાંભળો અને ભવાન્તરોમાં કીધેલા સર્વે અપરાધોને ક્ષમા કરો. ૧૬.

ઇતિ તૃતીય સામાયિક કર્મ.

---

चतुर्थ स्तवन कर्म

नमूं ऋषभ जिनदेव अजितजिन जीति कर्म्मको ।
सम्भव भवदुःखहरण करण अभिनन्द शर्मको ॥
सुमति सुमतिदातार तार भवांबुधि पार कर ।
पद्मप्रभ पद्माभ भानि भव भीति प्रीति धर ॥१६॥

અર્થ—હવે હું ચતુર્થ સ્તવનકર્મમાં પૂજ્ય ચોવીસ તીર્થંકરોનું સ્તવન કરૂં છું. હું ત્રણ લોકના સ્વામી, સર્વજ્ઞ (ત્રિકાળજ્ઞાની), દયાના ભંડાર, અષ્ટકર્મને નાશ કરવાવાળા શ્રીજિનેંદ્ર ભગવાન દેવાધિદેવ ઋષભદેવ પ્રથમ તીર્થંકરને મન વચન કાયાથી નમસ્કાર કરૂં છું.

હું અજય્ય (જીતાય નહિ તેવા), અષ્ટકર્મને (જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, અન્તરાય, નામ, ગોત્રને) જીતવાવાળા સર્વજ્ઞદેવ અજિતનાથને નમસ્કાર કરૂં છું.

હું સંસારનાં અસહ્ય દુઃખોના નાશ કરવાવાળા દયાના ભંડાર શ્રી સંભવનાથ તીર્થંકરને નમસ્કાર કરૂં છું.

હું અવિનાશક, આનંદદાતા, ત્રિલોકનાથ, અભિનન્દન ભગવાનને નમસ્કાર કરૂં છું.

હું શ્રેષ્ઠમતિ (સારી બુદ્ધિ) દાતા, સંસાર સમુદ્રમાંથી કાઢનાર સુમતિનાથ તીર્થંકરને નમસ્કાર કરૂં છું.

હું ભવ્ય કમળોને સૂર્યસમાન, સંસારની ભીતિ કાઢનાર, પ્રીતિ વધારનાર પદ્મપ્રભ તીર્થંકર ભગવાનને નમસ્કાર કરૂં છું. ૧૬.

श्रीसुपार्श्व कृतपाशनाश भवजास शुद्धकर ।
श्रीचंद्रप्रभ चंद्रकान्ति सम देहकान्तिधर ॥
पुष्पदंत दमि दोषकोश भविपोष रोषहर ।
शीतल शीतलकरण हरण भवताप दोषहर ॥१७॥

અર્થ—અપાર સંસારની ગાંઠ નાશ કરનાર, શુદ્ધબુદ્ધિ આપનાર, શ્રીસુપાર્શ્વતીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

નિર્મળ, અખંડિત, દોષરહિત, રમ્યકાંતિયુક્ત, ચંદ્ર સમાન દેહના સ્વામી શ્રી ચંદ્રપ્રભુ તિર્થંકરને હું નમસ્કાર કરૂં છું.

અષ્ટ દુષ્ટકર્મમળરહિત, અનંતસંસારમાંથી કાઢનાર, ક્રોધ હરનાર અને શાન્તિ આપનાર શ્રીપુષ્પદંતતીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

સર્વ કર્મોને શીતળ કરનાર, સંસારના તાપ દૂર કરનાર, અષ્ટાદશ (૧૮) દોષોને હરનાર શ્રી શીતલનાથ ભગવાનને નમસ્કાર કરૂં છું. ૧૭.

श्रेयरूप जिन श्रेय ध्येय नित सेय भव्यजन ।
वासपूज्य शतपूज्य वासवादिक भवभयहन ॥
विमल विमलमति देन अंतगत है अनंतजिन ।
धर्म शर्म शिवकरण शान्तिजिन शान्तिविधायिन ॥१८॥

અર્થ—હમેશાં આનંદ મંગલદાતા મુનીઓને પણ ધ્યાન ધરવા યોગ્ય ભવ્ય સમૂહથી ચરણકમલ વન્દનીય શ્રી શ્રેયાંસનાથ તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

શત (સો) ઈંદ્રથી પૂજનીય (૪૦ ભવનવાસી દેવોના ઈંદ્ર, ૩૨ વ્યંતર જાતિના દેવોના ઈંદ્ર, ૨૪ કલ્પવાસી દેવોના ઈંદ્ર, ૧ ચંદ્રમા ઈંદ્ર, ૧ સૂર્ય, ૧ મનુષ્યોનો ચક્રવર્તી

ઈંદ્ર, ૧ પશુઓના સિંહ ઇંદ્રથી વન્દનીય) સંસારના ભયથી છોડાવનાનાર શ્રી વાસુપૂજ્ય તીર્થંકરને હું મન વચન કાયાથી નમસ્કાર કરૂં છું,

ઉત્તમ નિર્દોષબુદ્ધિ આપનાર, દયાના ભંડાર, ત્રણુલોકના નાથ શ્રી વિમળનાથ તીર્થંકરને હું મન વચન કાયાથી નમસ્કાર કરૂં છું.

અવિનાશી મોક્ષનું પરમસુખ આપનાર, દેવાધિદેવ સર્વજ્ઞ શ્રી અનન્તનાથ તીર્થંકરને હું ત્રણ કાળ નમસ્કાર કરૂં છું.

ઉત્તમ ધર્મરૂપી નાવથી સંસાર-સમુદ્રમાંથી પાર ઉતારનાર, સર્વે સુખોના સિન્ધુ શ્રી ધર્મનાથ તીર્થંકરને હું નમસ્કાર કરૂં છું.

સર્વે કર્મોની શાન્તિ કરનાર, સંપુર્ણ જીવો ઉપર શાન્તિ આપનાર, શ્રી શાંતિનાથ તીર્થંકરને હું નમસ્કાર કરૂં છું. ૧૮.

कुन्थु कुन्थु मुख जीवपाल अरनाथ जालहर ।
मल्लि मल्लसम मोहमल्लमारण प्रचार धर ॥
मुनिसुव्रत व्रतकरण नमत सुरसंघहि नमि जिम ।
नमिनाथ जिन नेमि धर्मरथमांहि ज्ञानधन ॥१९॥

અર્થ—સર્વે જીવોના પ્રતિપાળક, દયાસિન્ધુ, દેવાધિદેવ શ્રી કુંથુનાથ તીર્થંકરને હું ત્રણ કાળ નમસ્કાર કરૂં છું.

સંસારરૂપી જાળને હરનાર, કષાયોને જીતનાર હું શ્રીઅરનાથ તીર્થંકરને નમસ્કાર કરૂં છું.

મોહરૂપી મહામલ્લને (વીર યોદ્ધાને) જીતનાર, અતિ સાહસી પરાક્રમી મલ્લ, શ્રીમલ્લિનાથ તીર્થંકર ભગવાનને નમસ્કાર કરૂં છું.

૧૦૦૮ મોટાં અનેક વ્રતોના ઉત્પાદક, સર્વે મુનિઓના સ્વામી શ્રીમુનિસુવ્રતસ્વામી તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

સર્વે દેવતાઓના સમૂહથી વન્દનીય, મોક્ષના દાતા, ત્રણ લોકના નાથ, શ્રીનમિનાથ તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

ધર્મરૂપી રથમાં નેમિ (લોઢાની કીલ ધુરી જેના ઉપર પૈંડાઓ ફરે છે તે), જ્ઞાનના ખજાના, દીનદયાળુ શ્રીનેમિનાથ તીર્થંકર ભગવાનને નમસ્કાર કરૂં છું. ૧૯.

पार्श्वनाथ जिन पार्श्व उपलसम मोक्षरमापति ।
वर्द्धमान जिन नमो वमो भवदुःख कर्मकृत ॥
या विधि मैं जिनसंघरूप चउवीस संख्यधर ।
स्तवुं नमुं हुं बारबार वन्दुं शिवसुखकर ॥२०॥

અર્થ—હે ભગવાન્! મોક્ષરૂપી સ્ત્રીના પતિ, પારસમણી-સમાન કર્મરૂપી શત્રુઓને જીતનાર શ્રીપાર્શ્વનાથ તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

સંસારરૂપી સમુદ્રના દુઃખોને નમન કરૂં છું. ત્રણલોકના સ્વામી, અષ્ટાદશ દોષ (જન્મ, જરા, તૃષા, ક્ષુધા, વિસ્મય, અરતિ, ખેદ, રોગ, શોક, મદ, મોહ, ભય, નિદ્રા, ચિંતા, સ્વેદ, રાગ, દ્વેષ, મરણ) રહિત શ્રીમહાવીર (વર્દ્ધમાન) તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

આવી રીતે ચોવીસ તીર્થંકર ભગવાનનું સ્તવન કરૂં છું, નમસ્કાર કરૂં છું અને વારંવાર વંદના કરૂં છું, જેથી મને ઉત્કૃષ્ટ સુખની પ્રાપ્તિ થાય. ૨૦.

ઈતિ ચતુર્થ સ્તવન કર્મ.

### पंचम वंदना कर्म.

वन्दुं मैं जिन वीर धीर महावीर सुसन्मति ।
वर्द्धमान अतिवीर बन्दुं हुं मन वच तनकृत ॥
त्रिशलातनुज महेश धीश विद्यापति बन्दुं ।
बन्दौं नितप्रति कनकरूप तनु पापनिकन्दु ॥२१॥

અર્થ—ધ્યાનમાં ધીર, આઠ કર્મો જીતવાથી વીર, અષ્ટાદશ દોષ તથા આઠ કર્મોને જીતવાથી મહાવીર, દ્વાદશાંગરૂપી અમૃતમયી આનન્દમયી દિવ્યધ્વનિદ્વારા નિર્મળ બુદ્ધિ આપનાર સન્મતિ, કેવલજ્ઞાનદ્વારા ઉચ્ચપદને પ્રાપ્ત થયાથી વર્દ્ધમાન, કામરૂપી પ્રચણ્ડ શત્રુઓને જીતવાથી અતિવીર, એવા જિનેશ્વર સર્વજ્ઞ વીતરાગ હિતોપદેશીને હું મનથી,

વચનથી, ભાવથી, ભક્તિથી અને કાયાથી નમસ્કાર કરૂં છું અને પવિત્ર ત્રિશલાદેવીના પ્રિયપુત્ર અખિલ વિદ્યાના અધિપતિ, ત્રણુ લોકના સ્વામી દેવાધિદેવ દેવેન્દ્રવૃન્દવંદનીય, સુવર્ણમય શરીર, પાપને નાશ કરવાવાળા શ્રી મહાવીરસ્વામીને વન્દના કરૂં છું. ૨૧.

सिद्धारथ नृपनन्द द्वन्ददुख दोष मिटावन ।
दुरित दवानल ज्वलित ज्वाल जगजीव उद्धारण ॥
कुण्डलपुर कर जन्म जगतजीय आनंदकारण ।
वर्ष बहत्तर आयु पाय सबही दुःख टारन ॥२२॥

અર્થ—મહામણ્ડલીક, પ્રસિદ્ધ ઉચ્ચગોત્રિય, પૂજ્ય મહારાજાધિરાજ, લોકમાન્ય સિદ્ધારથ મહારાજના પરમપવિત્ર કુળકમળદિવાકર, ત્રિલોકપૂજ્ય, દુઃખ સમૂહનો નાશ કરવાવાળા, મહા વિપત્તિરૂપી દાવાનળ ( મહા ભયંકર અગ્નિ ) માં ફસાયેલા જીવોનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવા પ્રસિદ્ધ શહેર કુંડલપુરમાં શ્રીમાને ( મહાવીર સ્વામીએ ) જન્મ ધારણુ કરી એ શહેર પવિત્ર કીધું છે, એથી જગતના જીવોને આનંદ મંગળદાયક છે. તેમજ માત્ર ૭૨ વર્ષની આયુમાં મોક્ષ પધાર્યા તેથી પણુ સર્વે જીવોનાં સર્વ દુઃખોને નાશ કરવામાં સમર્થ છે. ૨૨.

सप्तहस्त तनु तुङ्ग भंगकृत जन्ममरणभय ।
बालब्रह्ममय ज्ञेय हेय आदेय ज्ञानमय ॥

दे उपदेश उधारि तारि भवसिन्धु जीव घन।
आप बसे शिवमाहिं ताहि वन्दुं मन वच तन ॥२३॥

અર્થ—આપે સાત હાથ આપનું ઉચ્ચ શરીર, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રવૃષભનારાચસંહનન, અને જન્મ, મરણ, ભય, આધિવ્યાધિઓથી રહિત, અનુપમ શરીર છતાં બાળબ્રહ્મચારી અને ૪૬ મૂળગુણ મંડિત, દિવ્યધ્વનિદ્વારા ઉપદેશ આપી આ સંસારસમુદ્રમાંથી જીવોને તારનાર મુક્તિમાં વાસ કર્યો છે. આપના ગુણો દેવેન્દ્ર, નાગેન્દ્ર, નરેન્દ્ર, જ્ઞાનીન્દ્ર, રૂષીન્દ્ર; વિદ્યાધર તેમજ સુરગુરૂથી કહી શકાય નહિ, તેથી હું મન વચન કાયથી વન્દના કરૂં છું. ૨૩.

जाके वन्दन थकी दोष दुःख दूर ही जावै।
जाके वन्दन थकी मुक्ति तिय सन्मुख आवै॥
जाके वन्दन थकी वंद्य होवें सुरगणके।
ऐसे वीर जिनेश वंदि हुं क्रमयुग तिनके ॥२४॥

અર્થ—વીર, મહાવીર, અતિવીર, વર્દ્ધમાન, સન્મતિ જિનેશ્વરની વન્દના (નમસ્કાર) ભાવભક્તિથી કરવાથી સર્વે દુઃખ અને દોષ દૂર થાય છે, જેની વન્દના (નમસ્કાર) કરવાથી મોક્ષરૂપી સ્ત્રીના પ્રાણવલ્લભ થવાય છે તથા જેની વન્દનાથી દેવતાઓના સમૂહથી વન્દના કરાય છે, એવા મહાવીરજિનેંદ્રના બે ચરણકમળને નમસ્કાર કરૂં છું.

सामायिक षट्कर्ममांहि बन्दन यह पञ्चम ।
वन्दे वीर जिनेंद्र इन्द्रशतवन्द्य वंद्य मम ॥
जन्म मरण भय हरो करो अघ शान्ति शान्तिमय ।
मैं अघकोश सुपोष दोषको दोष विनायक ॥२५॥

અર્થ—સામાયિક આદિ ૬ કર્મોમાં આ પાંચમું વન્દન કર્મ છે, તેમાં શ્રીમહાવીર જિનેંદ્ર ભગવાનને હું નમસ્કાર કરૂં છું, કે જે પૂજ્ય વીરભગવાનને ૧૦૦ ઇંદ્રો નમસ્કાર કરે છે. મારા જન્મમરણરૂપી ભયને નાશ કરો, અને મારાં કરેલાં કર્મોને શાંતિ આપો. હું ઘણા દોષોનો ખજાનો છું, માટે હે જિનેશ્વર ભગવાન! મારા સર્વે દોષોનો નાશ કરો. ૨૫.

ઇતિ પંચમ વંદના કર્મ.



छट्ठा कायोत्सर्ग कर्म.

कायोत्सर्ग विधान करूं अन्तिम सुखदाई ।
कायत्यजनमय होय काय सबको दुखदाई ॥
पूरव दक्षिण नमूं दिशा पश्चिम उत्तरमैं ।
जिनगृहवंदन करूं हरूं भवपापतिमिरमैं ॥२६॥

અર્થ—હવે અન્તમાં સામાયિક પાઠ પુરો થવા આવ્યો છે, તેથી હવે અન્તમાં કાયોત્સર્ગ વિધાન કરૂં છું. કાયોત્સર્ગ—બાહ્ય પદાર્થોમાં મમત્વભાવ છોડીને આત્મામાં લીન થઇ

ધ્યાન કરવું તે કાયોત્સર્ગ છે, પણ રૂઢી પ્રમાણે ણુમોકારમંત્રનો જાપ્ય કરવો, તેની વિધિ–ણુમો અરહંતાણું, ણુમો સિદ્ધાણું ( એક શ્વાસમાં ), ણુમો આયરિયાણું, ણુમો ઉવજ્ઝાયાણું ( બીજા શ્વાસમાં ), ણુમો લોએ સવ્વસાહુણું ( તૃતીય શ્વાસમાં ) એવીજ રીતે ૨૭ શ્વાસમાં નવ વાર ણુમોકાર મંત્ર કાયાથી મમત્વ ત્યાગીને જપવો. કારણ કે કાયોત્સર્ગ શરીરાદિથી મમત્વ ત્યાગ કરવો સુખકારક છે. શરીરાદિમાં મમત્વભાવ અતિદુઃખકારક છે. હવે સમાયિકની વિધિમાં પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ ચારે દિશાઓમાં તીર્થ, તીર્થંકર, ચૈત્ય, ચૈત્યાલય, રૂષિ મુનિ, આદિને નમસ્કાર કરૂં છું કે જેમના પ્રસાદથી સંસારના પાપરૂપી અંધકારનો નાશ થાય છે. ૨૬.

शिरोनति मैं करूं नमुं मस्तक कर धरिकै ॥
आवर्तादिक क्रिया करूं मन वच मद हरिकै ॥
तीन लोक जिनभवनमांहिं जिन हैं जो अकृत्रिम ।
कृत्रिम हैं द्वय अर्द्धद्वीपमाहिं वन्दुं जिम ॥२७॥

અર્થ—હું બે હાથો કમળ આકારે જોડીને, મસ્તક નમાવીને, ભાવથી, ભક્તિથી ચારો દિશાવર્તી જિન ચૈત્ય, ચૈત્યાલય, મંદિર, તીર્થ, નિર્વાણભૂમિ, વિગેરેને નમસ્કાર કરૂં છું અને મારા મનનો મદ ( અહંકાર ), વચનનો

અહંકાર, કાયાનો અહંકાર, રાગ, દ્વેષ, માત્સર્ય, પ્રમાદ વિગેરેને છોડું છું અને ચારે દિશાઓમાં ત્રણ ત્રણ વાર એવી રીતે ૧૨ આવર્ત કરૂં છું. અઢાઈદ્વીપમાં (જંબુદ્વીપ, ધાતકીદ્વીપ, પુષ્કરદ્વીપ અર્ધો) કૃત્રિમ અકૃત્રિમ જિનચૈત્યાલય મંદિર છે, તેને હું ભાવભક્તિથી નમસ્કાર કરૂં છું. ૨૭.

आठ कोडि पर छप्पन लाख जु सहस सत्याणुं ।
चार शतक परि असी एक जिनमंदिर जाणुं ॥
व्यन्तर ज्योतिषमांहि संख्य रहते जिनमंदिर ।
ते सब वंदन करूं हरूं मम पाप संघकर ॥२८॥

અર્થ—જિનેંદ્ર ભગવાનના આઠ કરોડ, છપન લાખ, સત્તાવન હજાર, ચારસો એકાસી [ ૮૫૬૫૭૪૮૧ ] વ્યન્તરદેવોના, જ્યોતિષદેવોના, કલ્પવાસી દેવોના સંખ્યાત અસંખ્યાત જ્યાંજ્યાં જિનમંદિરો છે, તેમને મારાં સર્વે પાપો નાશ થવાને માટે હું નમસ્કાર કરૂં છું. ૨૮

सामायिकसम नाहिं और कोउ वैर-मिटायक ।
सामायिकसम नाहिं और कोउ मैत्री-दायक ॥
श्रावक अणुव्रत आदि अंत सप्तम गुणस्थानक ।
यह आवश्यक किये होय निश्चय दुखहानक॥२९॥

અર્થ—સામાયિકની સમાન વૈર નાશ કરવાવાળો બીજો કોઈ પદાર્થ નથી. સામાયિક સમાન બીજા પદાર્થ મૈત્રીદાયક નથી, કારણ કે સામાયિક શાન્તિગુણોથી ભરેલું છે; સામાયિક અન્તગુણોમાં સહનતા, ધીરતા, ગંભીરતા, ઉદારતા, વિશુદ્ધતા, ઇંદ્રિયદમન વગેરે ગુણો આવી જાય છે, એ માટે શ્રાવક [અણુવ્રતધારી] વગેરેએ આ આવશ્યક કર્મ–સામાયિક કરવું, જેથી દુઃખોનો નાશ થાય. ૨૯

**जे भवि आतमकाज–करण उद्यमके धारी ।**

**ते सब काज विहाय करो सामायिक सारी ॥**

**राग दोष मद मोह क्रोध लोभादिक जे सब ।**

**बुध महाचंद्र विलाय जाय तातैं कीजो अब ॥३०॥**

અર્થ—જે પુરૂષો સંસારથી ભય રાખીને પોતાના આત્માની સુધારણા માટે ઉદ્યોગ કરે છે, તે પુરૂષો આ સામાયિકને નિત્ય કરો કે જેનાથી રાગ, દ્વેષ, મદ, મોહ, ક્રોધ, લોભ, માયા, માન વગેરે નાશ પામે, જેથી અનન્તસુખ મળે. પડિંત મહાચંદ્રજી આ ગ્રન્થ રચીને મોક્ષમાર્ગમાં પ્રવર્તાવે છે.

ઇતિ છઠ્ઠા કાયોત્સર્ગ કર્મ.

**इति सामायिक षट् कर्म समाप्त ।**

# अथ मिच्छामि दुक्कडम्.



प्रणमुं श्री अरिहंतने, भजुं सरस्वति भावे; जीव अनंता में बहु हण्या, कहेतां पार न आवे, ते मुज मिच्छामि दुक्कडम्, अरिहंतनी साख (१) के में जीव विराधीआ, चोर्याशी लाख; सार संभाळ नहि करी, कीधा छे बहु धात, ते मुज० (२) ईतर नित्य निगोदना, सात सातज लाख; सात लाख पृथ्वितणा, सात अपज काय; ते मुज० (३) दश लाख वनस्पति, प्रत्यक्ष साधारण; सात लाख तेज कायना, सात वायुज जाण, ते मुज० (४) बे ती चौ ईन्द्रि जीवना, बबे लाख विख्यात, देव, पशु वळी नर्कना, चार चार उद्यात; ते मुज० (५) चौद लाख मनुष गतिए; लक्ष चोर्याशी गणीया; कृत कारित अनुमोदना, मन वच कायथी हणीया; ते मुज० (६) एणी पेरे परभवे में कर्या, कर्या पाप अनंत; त्रिविध त्रिविध करी हुं भम्यो, दुर्गति दातार, ते मुज० (७) हिंसा करी में जीवनी, बोल्यो जुठा बोल; दोष अदत्ता दानसुं, मैथुन हणमाद; ते मुज० (८) परिग्रह मेळव्यो कारमो, कीधो क्रोध विशेष; मान

माया लोभ में कर्या, वळी राग ने द्वेष; ते मुज० (९) चाडी करी में चोतरे, वेर झेर वधार्या, कुगुरु, देव कुधर्मने, करी प्रतीतने पाळ्या, ते मुज०(१०) क्रोध करी जीव दुखव्या, कीधां कुडा कलंक; निंदा करी में पारकी, रात दिवस वसंत; ते मुज० (११) खाटकीना भव में कर्या; जीवना वध कीध, वाघरीने भव चरकली, मारी कंई अगणीत; ते मुज० (१२) माछीने भवे माछलां, झाली जळथकी काढ्यां, प्रपंच करी भवे पारधी, मृग मारीने पाड्यां; ते मुज०(१३) काजी मुल्लांने भवे, पढी मंत्र कठोर; जीव अनंता जे में कर्या, पाप लाग्यां अघोर; ते मुज० (१४)कोटवालनो भव में कर्यो, कर्या आकरा दंड, बंधीवान मरावीआ, पाड्या कोरडा अंग; ते मुज० (१५) कुंभारनो भव में कर्यो, मार्या भट्ठीने तापे; तेली भवे तल पीलिया, पेट भरीयुं में पापे; ते मुज०(१६) परमाधामीने भवे, दीधां नारकी दुःख, छेदन भेदन वेदना, लेश दीधुं न सुख; ते मुज० (१७) खेडु भवे हळ खेडियां, फोड्यां पृथ्विनां पेट; आदु सुरण घणां कर्यां, खाधां खूख चपेट; ते मुज० (१८) मालीने भवे रोपीयां, नाना विधि वृक्ष; मूळ पात्र फल फूलना, पाप लाग्यां ए लक्ष; ते मुज० (१९) वणझारानो भव में कर्यो, भर्यो अधिक भार; पोथी पुंठे कीडा पड्या, नहि दया

ळगार; ते मुज० (२०) छीपाने भवे छेतर्या, कीधा रंगना पास, अग्नि जळ कीधां घणां; जीव पकव्या छे खास, ते मुज० (२१) सूरपणे रण झुंजतां, मार्या माणस वृंद, मदिरा मांस मधु भख्यां, खाधां मूळ ने कंद; ते मुज० (२२) खाण खोदावी में अति घणी, तेनां पाणी उलेच्यां, आरंभ कीधा अति घणा, नहीं पापज पेख्यां; ते मुज० (२३) अघोर कर्म कर्यां वळी, वनमां दव दीधो, जीव अनंताने भरथीने, नहिं कर्मथी बीधो; ते मुज० (२४) भाडभुंजानो भव में कर्यो, मार्या भठ्ठीमां जीव, जुवार चणा बहु सेकीया, पडता अति बुंद; ते मुज० (२५) बिल्ली भवे उंदर हण्या, गरोळीए अंतारी, मनुष्य भवे मुढता थकी, में जु लीख मारी; ते मुज० (२६) सुवावड दूषण घणा, आणी गर्भ गळाव्या, जीव अणी त्रिंध्या घणा, भांग्या शीयल व्रत; ते मुज० (२७) लुहारनो भव में कर्यो, घडयां शस्त्र अनेक; कोस कुहाडा ने पावडा, मार्या मुकी विवेक; ते मुज० (२८) सुतारनो भव में कर्यो, लीला वृक्ष वढाव्यां; आवळ बावळ बोरडी, झाझां मूळ कपाव्यां, ते मुज० (२९) हाथीना भव में कर्या, जीव पूंछे पछाडया; पंखी माळा तोडीया, सुढे कं्रकने झाडया; ते मुज० (३०) कडीआना भव में कर्या, कुवा व . खोदाव्या, टांका में बंधा-

वीआ, जीव अनंत पकाव्या; ते मुज० (३१) धोबीना भव में कर्या, जळना जीव मार्या, धुळवते कंईक ढांकया, दान देता वार्या; ते मुज० (३२) गुज्जरना भव में कर्या, लीला भारा वढाव्या, पाडा बळ ने ऊंटना, नाक छेदी वींधाव्या; ते मुज० (३३) वणिकना भव में कर्या, कुडां पापज कीधां, ओछुं आपी अदकुं लीधुं, तेना दोषज लीधा; ते मुज० (३४) विकथा चोरी करी वळी सेव्या पंच प्रमाद; इष्ट वियोग पडावीया, रुदन विखवाद; ते मुज० (३५) रांधण पीसण गारण, एवा आरंभ अनेक, रांधण बाळण इंधण, पाप लाग्या विशेष; ते मुज० (३६) साधु ने श्रावकतणा, व्रत लईने भांग्या; मूळ अने उत्तरतणां, मुझ दोषज लाग्या; ते मुज० (३७) वींछु सिंह ने चीतरा, गीध स्याळ ने सामडी; ऐ हिंसकतणे भवे, हिंसा कीधी में अदकी; ते मुज० (३८) एणी पेरे परभवे में कर्या, बांध्यां कर्म अनंत; त्रिविध करी ओचरूं, करूं जनम पवित्र; ते मुज० (३९) राग बेसाडी जे भणे, गाय ढाळ सहित 'नरेंद्रकीर्ति' कहे तेहनां, छूटे पाप त्वरित; ते मुज० (४०)

इति मिच्छामि दुक्कडं सम्पूर्ण.



# प्रार्थना.

## ( अशुद्ध आतमा शुद्धात्माने अरज करे छे. )

હે પરમેશ્વર! (શુદ્ધાત્મા) મ્હારા હૃદયને દયાથી ભરપુર કર. હે સત્ય! મ્હારા હૃદયમાં આવ. હે શીલના સ્વામી! મને કુશીલથી બચાવ. મને સંતોષથી ભરપુર કર કે હું પરવસ્તુ પર નજર ન કરૂં. જે જેને ભોગવવાને સરજાયું છે તે હું ના ચાહું. તું નિષ્પાપ પૂર્ણ પવિત્ર છે. ત્હારી પવિત્રતા મહારામાં ભર. મને પાપ રહીત કર. જ્ઞાન, ધૈર્ય, શાન્તિ, નિર્ભયતા મને આપ. ત્હારા પવિત્ર વચનથી મ્હારાં પાપ ધો. હે આનંદ! મને આનંદથી ભરપુર કર. મને ત્હારી તરફ ખેંચ. હે દેવ! મેં ત્હારી આજ્ઞા તોડી છે, તો મ્હારો શું હવાલ થશે! હું પાપમાં બુડી રહ્યો છું, હું દર સમય પાપ કામમાંજ હરજ માની રહ્યો છું. ત્હારી કૃપાદાનનું તેડું મ્હારી તરફ આવ્યું કે તું મને પોતાની તરફ બોલાવે છે તે ત્હારો પવિત્રતા મને હર વખત ચેતાવે છે કે આ પાપમાં તું ના પેશ. માટે હવે હું ત્હારો પવિત્રતાનું સન્માન કરૂં છું. મને પવિત્ર આત્માથી ભરપુર કર. ત્હારી સર્વે આજ્ઞા પાળવાની બુદ્ધિ તથા શક્તિ મને આપ. મોહ શત્રુના કબજાથી મને છોડાવ. હું બાળક છું માટે દર સમય મને બચાવ, પડવા ન દે. મને ત્હારામાં રાખ. તું મ્હારામાં રહે. જે ત્હારો કૃપા નજર

થઈ તે પુરી કર. ત્હારા શિવાય કોઈ દાતા નથી. ત્હારી આજ્ઞાના બગીચામાંથી મને બહાર ના મુક. ત્હારી શાન્તિના સમુદ્રમાં મને ઝીલાવ. ત્હારો સર્વે મહિમા મને દેખાડ. તું આનંદ છે. તું પ્રેમ છે. તું દયા છે, તું સત્ય છે, તું સ્થિર છે, તું અચલ છે, તું નિર્ભય છે, તું એક શુદ્ધ નિત્ય છે, તું અબાધિત છે, ત્હારા અનંત અક્ષય ગુણથી મને ભરપુર કર. દેહિક કામનાથો અને વિષયની ભોખથી મ્હારા દીલને વાર. કષાયની તપતીથી બચાવ. મ્હારાં સર્વે વિઘ્ન દૂર કર, કે સ્થિરતા અને આનંદથી હું ત્હારી સિદ્ધિને અનુંભવું. મ્હારી સર્વે શુભ ઇચ્છા ત્હારા વચન પસાયથી પુર. સાચા માર્ગ બતાવનાર ગુરૂપસાયથો પુર. મને જુઠા હઠવાદથી અને જુઠા ધર્મથી છોડાવ. કુગુરૂના ફંદથો બચાવ. ત્હારા પસાયથી મન, વચન, શરીર આદિ જે શક્તિ હું પામ્યો છું તે સર્વે શક્તિ હું ખોટા વા પાપના કામમાં ન વાપરૂં, અને ફોગટ ન ગુમાવું એ બુદ્ધિ આપ. ત્હારા પસાયથી હું સર્વેને સુખનો કારણ થાઉં, કોઈને દુઃખનો કારણ ન થાઉં, માટે મને સત્ય અને દયાથી ભરપુર કર અને જે મને લાયક હોય તે આપ. ખોટા મનોરથ અને વ્યર્થ વિચારથી હંમેશાં બચાવ. ઇતિ પ્રાર્થના.

લી૦ સદ્‌ગુરૂનો દાસ,

ફતેચંદભાઇ તારાચંદ

વિદ્યોત્તેજક પરોપકારી મહામંત્રી, વિજયનગર-(મહીકાંઠા)

